25-Feb-2015




રીયલ પાટીદાર દ્વારા, પાટીદાર સંદેશની સનાતનીઓની લાગણી દુભાવતી નીતિઓને આમ જનતા સામે ખુલ્લા પડતા છેલ્લા બે ઇમેલ...

1. http://www.realpatidar.com/a/oe61 -સમાજ વિરુદ્ધ પાટીદાર સંદેશની પડદા પાછળની લડાઈ.... અને
2. http://www.realpatidar.com/a/oe62 -પાટીદાર સંદેશ – મુખ મેં રામ બગલ મેં છુરી

... ની સમાજમાં બહુજ મોટી અસર પડી અને જાહેર જનતાને સમજાવવા લાગ્યું કે પાટીદાર સંદેશ કેવી છુપી અને છેતરામણી રીતે સતપંથીઓને સમાજમાં દાખલ કરાવીને આપણી માતા સમાન સનાતની સમાજને ભ્રષ્ટ કરવાનું કાવતરૂં કરી રહ્યું છે. પરિણામે પાટીદાર સંદેશના પગ પણ ડગમગવા લાગ્યા અને તેમના લોકો જેમ કે તંત્રીઓ અને પ્રતિનિધિઓ લોકોને ફોન કરીને પોતાની સફાઈ આપવા લાગ્યા. લાગે છે કે તેમના પર એટલી મોટી અસર થઇ ચે કે રીયલ પાટીદારના આ બે ઇમેલ પર ઠોસ જવાબ આપવાની હિંમત આજ સુધી પાટીદાર સંદેશ કે શ્રી શામજીભાઈ કરી શક્યા હોય, તેવું કંઈ હજી સુધી દેખાયું નથી. પાટીદાર સંદેશનું નામ લઇને કોઈક અનાધિકૃત માણસે ઇમેલ લખ્યા છે પણ જ્યારે પૂછવામાં આવ્યું કે પાટીદાર સંદેશ દ્વારા અધિકૃત જવાબ છે તેવી ખાતરી મેળવવા માટે અમુક વળતા સવાલો કર્યા, ત્યારે તેમાં તરફથી કોઈ જવાબ મળેલ નથી.

વધુમાં ખાસ જાણવા મળ્યું છે કે પાટીદાર સંદેશ અને તેના તંત્રી શ્રી શામજીભાઈએ આપણી અમુક સામાજિક સંસ્થાઓ અને તેના અમુક હોદેદારો પત્ર લખીને રીયલ પાટીદારના ઇમેલ વિરુદ્ધ પરોક્ષ રીતે સમર્થન મેળવવાનો પ્રયત્ન કરેલ છે. ભલે પત્રમાં રીયલ પાટીદાર વગેરેના બારમાં માહિતી માંગેલ છે, પણ તેના પછી સમાજના લોકો સાથે ખુબજ કપટી રીતે વાતો કરીને પોતાના સમર્થનમાં સમાજ કે સંસ્થાઓ પાસેથી જવાબ મેળવવાનો પ્રયત્ન કરી રહ્યા છે. એ રીત કઈ છે, તે જાણવા માટે... વાંચો નીચે.

અમોને ખબર નથી કે સામાજિક સંસ્થા તરફથી પાટીદાર સંદેશના પત્રના જવાબમાં શું કહેવામાં આવેલ છે. પણ એટલી તો ખબર પડી છે, કે શ્રી શામજીભાઈ લોકોને ફોન કરીને

પહેલા રીયલ પાટીદાર વગેરે ટીમને છોડીસ નહિ, તેમને સામાજિક રીતે બરબાદ કરીશ વગેરે મોટી મોટી ધમકીભરી વાતો હાંકીને, સામે વાળા વ્યક્તિ પર પાટીદાર સંદેશ બહુ શક્તિશાળી છે અને તેના સામે થવા વાળાને ખતમ કરવામાં કોઈ કસર રાખતા નથી, એવી ડરાવનારી એક છબી ઉભી કરે છે. અને ધીરે ધીરે સામે વાળાના મનમાં પાટીદાર સંદેશ અને શામજીભાઈ માટે ભય ઉભો કરે છે. ભય એ હોય છે કે જો લોકો પાટીદાર સંદેશના વિરુદ્ધ થશે તો તેને પણ રીયલ પાટીદારની જેમ છોડશે નહિ. આવો ભય સામેવાળાના મનમાં ઉત્પન્ન કર્યા બાદ, ધીરેથી શ્રી શામજીભાઈ સામેવાળાને પાટીદાર સંદેશના પત્રનો જવાબ આપવાનું કહે છે. હવે જેના મનમાં આવો ભય ઉત્પન્ન થયેલ હોય, તે પાટીદાર સંદેશ કે શ્રી શામજીભાઈને વિરુદ્ધમાં વાત કરવાની હિંમત કરે તેવી શક્યતા બહુજ ઓછી હોય છે. એટલે સ્વાભાવિક છે કે સમાજ તરફથી પાટીદાર સંદેશએ કંઈ ખોટું કર્યું નથી તેવો સંદેશો આપતો જવાબ મળવાની શક્યતા ખુબ વધારે છે. અને સમજી શકાય તેવી વાત છે કે આ જવાબ પાટીદાર સંદેશ પ્રસિદ્ધ કરીને રીયલ પાટીદાર ટીમને બદનામ કરવામાં વાપરશે. સમાજને વર્તમાન પત્રોની જરૂર રોજે રોજ પડતી હોય છે, તેવા સંજોગોમાં મેડિયા સાથે કોણ વેર ઓરી લે?

એટલે સ્વાભાવિક રીતે સમજાય છે કે પાટીદાર સંદેશ અને શ્રી શામજીભાઈ વગેરે સનાતની લોકોના વિરુદ્ધમાં કામ કરે છે, તે મુદ્દાને ઠંડા બક્સામાં ધકેલવાનો પ્રયત્ન કરવામાં આવી રહ્યો છે. માટે આવી પરિસ્થિતિમાં અગર કોઈ પાટીદાર સંદેશ કે શ્રી શામજીભાઈના પક્ષમાં પત્ર લખી આપે, તો તેનું કોઈ મહત્વ નથી, તે સમજી લેજો.

પાટીદાર સંદેશ જ્યાં સુધી સનાતનીઓની લાગણી દુભાવતું રહેશે અને જ્યાં સુધી તેને તેની ભૂલ સમજાય નહિ ત્યાં સુધી તેને સાચી વાતો આપણે કહેવી પડશે અને આપણે છેલ્લે સુધુ કહેતા રહેશું. આ વાતની પૂરે પૂરી ખાતરી પાટીદાર સંદેશ અને શ્રી શામજીભાઈ રાખે તેવી નમ્ર વિનંતી.

Real Patidar